# अभेमन्यु चक्रावा

## नाटकनां गायनो.

K. J. ઉપરથી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર માહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

અમદાવાદ.

ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસ.

સને ૧૮૯૭ સંવત ૧૯૫૩



કિંમત રૂ. ૦—૨—૦

5583

# अभेमन्यु चक्रावा नाटकनां गायनो.

## સાત કોઠાના યુદ્ધ સહિત.

---

### ईश्वर स्तुति.

સર્વ પાત્રો— રાગ કલ્યાણ.

શ્રી રાધીકા પતી, અમે વંદીએ અતી;
આપને અર્જ કરૂં છું, આપો શુદ્ધ મતી. ટેક.
હસ્તીનાપૂર તણા રાજવી, પાંડવ જે કહેવાય;
તેહ તણા અર્જુનનો, પુત્ર અભીમન્યું થાય. શ્રી.
વૈરાટ તણા એ રાયની પુત્રી, ઓતરા નામે નાર;
તેની સાથે લગન કીધાં, વરત્યો જયજયકાર. શ્રી.
કૌરવતણું એ બીડું લીધું, યુદ્ધ કરવા આ વાર;
દુશ્મન સાથે બળ દેખાડયું, સપ્ત કોઠા મોઝાર. શ્રી.
તેહ તણું હું વર્ણન કહું છું, ઉલટ લાવી મન;
નામ તો ભગવાન કહાવું, દેવશી કેરો તન. શ્રી.

## પ્રવેશ ૧ લો.

સ્થળ—દુર્યોધનની કચેરી. દુર્યોધનની—કરણ—ગીતી.

દુર્યોધન—હે પ્રધાન મમ પ્યારા, રણ સંગ્રામે કોઠા યુદ્ધ કરવા.
ક્ષત્રી તન કહેવાય, જાન જાય પણ પાય ન પાછો ધરવો.
કરણ—સુણો પતી હે મારા, આપ કહો તે હુકમ સીર દહું;
શું લખવું છે તેમાં, જેથી કરીને પત્ર કલમ લહું.

રાગ—હાત્રી કલંકનો.

દુર્યોધન—તું સુણ પાંડુ કેરા તન તૈયાર થઇ સેન તારૂંરે;

આજ લખું છું સત્ય વચન. તૈયાર૦
મેં રચ્યા છે કોઠા સાત. તૈયાર૦
તમે સુણજો ચારે ભ્રાત. તૈયાર૦
કરવું કોઠા તણું મારે યુદ્ધ. તૈયાર૦
તારી ન રહે શાંન ને શુદ્ધ. તૈયાર૦
જો તું હોય ક્ષત્રીનો કુમાર. તૈયાર૦
લડવા આવ બાંધી હથિયાર. તૈયાર૦
જો તું જાણે કોઠા તણો મર્મ. તૈયાર૦
આજ્ઞ સેન તારૂં લઇ ધર્મ. તૈયાર૦
આજ જોઉં છું તારી વાટ. તૈયાર૦
નહીં તો છોડી દે રાજને પાટ, તૈયાર૦
લખનાર દુર્યોધન રાય. તૈયાર૦
સુણો પત્રતણો મહીમાય. તૈયાર૦

( ઉપર પ્રમાણે પત્ર લખી પાંડવની કચેરીમાં પ્રધાનને મોકલે

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—ધર્મરાજાની કચેરી.

પ્રધાન— ગીતિ.

સુણ પાંડુના તંન, મમ વચનોને રાખી મન ધીર;
રાય છત્રપતીનો, લઇ કાગળને સુણો ધર્મ વીર.

**ધર્મરાજા**—એકદમ કાગળ વાંચી મુર્છાગત થઇ પૃથ્વી ઉપર પડી મુર્છા વળે છે ત્યારે નીચે પ્રમાણે કહે છે.

(ઓધવજી સંદેશો કેજો શામને)

હે ઇશ્વરા ભ્રાત ગયો પાતાળમાં, કહો હવે તો શો કરવો ઉપાયજો;
કૌરવે તો કાઠાયુદ્ધ આદર્યું. નવ જાણું હું કોઠાનો મહીમાયજો હેઇશ્વર.
કૌરવે વેર અતીશે વાળીયું, તુજ વીના તો દાવાનળ દુઃખ થાયજો;
આ અવસરે તું અહીં આવી ચડે, મનના મનોરથ પુરણ થયજો હે.
ભાંણુરેવળી હે બંધુ માહરા, વીચીક્ષણ આ દુઃખ મારૂ વીદારજો.
આ સંકટ સહનમુજથીથતુંનથી, નહીતોપડશે ભ્રાતતણી આ કાયજો:
હે ઇશ જુગદીશ શીશ નામીને, ઘટઘટના વ્યાપક છો તારણ હારજો;
જાણોછો આપરે જાદવના પતી, વહેલા આવો વનમાળી આ વારજો.

**સહદેવ**— રાગ—મુજ છોડ ચલા બનજારા.

તું શ્રવણ કર મુજ વીર, કેમ છોડી દે ધારણ ધીર ટેક.
શું હીંમત હારી જાઓ, કેમ ચીંતાતુર અતી થાવ;
હે બંધુ મારા શુરવીર, કેમ છોડી દે ધારણ ધીર. તું શ્રવણ.
જેમ વીધીના લખીયા રે લેખ, નવ થાય મીનકે મેખ;
તું સુખમાં રાખ શરીર, કેમ છોડી દે ધારણ ધીર. તું શ્રવણ.
અમ છતાં ફીકર નવ કરશો, નવ શોક રૂદેમાં ધરશો;
નવ આણો નેત્રમાં નીર, કેમ છોડી દે ધારણ ધીર. તું શ્રવણ.
આપ ક્ષત્રી તણા કુમાર, કેમ છોડી દઇ સંગ્રામ;
ભ્રાત ભીમ સરીખા બળવીર, કેમ છોડી દે ધારણ ધીર. તું શ્રવણ.

(સર્વ સભા શોકાતુર થઇ છે તેવામાં અભેમન્યુ આવે છે ને એકદમ કહે છે.)

રાગ—ક્ષત્રી કલંક.

તમે સુણો સભાજન, વદન વીલા કેમ થયા રે,

મુને કહેજો સત્ય વચન. વદન.
કેમ માનો અતીશે દુઃખ. વદન.
શું ઉતારી બેઠા મુખ, વદન.
કહો દાદા ધર્મ સાર. વદન.
ક્યાં ગયો મુખ ઔઈકાર. વદન.
કાકા ભીમસેનને સહદેવ. વદન.
કહો નીકુળજી તતખેવ. વદન.
મુજ પીતાજી ગયા રે પાતાળ. વદન.
કેમ લેતા નથી મારી સંભાળ, વદન.
શાને બેઠા મુખ ભરી કાળ. વદન.
મુને પ્રગટે તનમાં જ્વાળ. વદન.
કોઇએ કીધું રે કડું વચન. વદન.
તેનું કરૂં હું પળમાં છેદન. વદન.

(અભિમન્યુ પ્રત્યે ધર્મરાજા કહે છે.)

રાગ—અચાનક આ શો કોપ કીધો કીરતાર.

સુણ સુત બંધુના હું કહું છું આવાર;
આપ દુઃખ તણો તો હું કહું વીસ્તાર, સુણ સુત બંધુના.
તુજ તાત અર્જુન પાતાલે ગયો,
તેથી કરી આજ હું તો દુખીયો થયો. સુણ સુત બંધુના.
પત્ર છત્રપતી કેરો આવ્યો છે આ વાર,
યુદ્ધ કોઠા તણું નવ જાણે કોઇ સાર. સુણ સુત બંધુના.
બાણ કોઠા યુદ્ધ એતો જાણતો તમામ,
આપ સભામાંય નવ ચાલે કોઇ હામ. સુણ સુત બંધુના.

( ત્યારે અભિમન્યુ સભા પ્રત્યેક કહે છે. )

રાગ—ક્ષત્રી કલંક.

દાદા તેમાં શું મોટું કામ, હીંમત શું હારી બેઠારે.
યુદ્ધ કોઠામાં ઘાલું હું હામ. હીંમત શું.
દીલ દુઃખી નવ થાવ લગાર. હીંમત શું.
કરૂં કૌરવનો સંહાર. હીંમત શું.
હું જાણું છું કોઠાની રીત. હીંમત શું.
તમ પાસે કહું ખચીત. હીંમત શું.
મુજ જનુની કેરે પેટ. હીંમત શું.
જાણું વિદ્યા છ કોઠાની નેટ, હીંમત શું.
પ્રતાપે મામા જુગદીશ. હીંમત શું.
છેદૂ કૌરવ તણાં હું સીસ. હીંમત શું.
નથી જોયું તે મુજ પ્રાક્રમ. હીંમત શું.
રાખો ધીરજ દાદા ધર્મ. હીંમત શું.
કદી ન ચહું રણસંગ્રામ. હીંમત શું.
મુજ પીતા તણું ખોઉ નામ. હીંમત શું.
ભલે તજું હું મારો પ્રાણ. હીંમત શું.
વાળું કૌરવ કચ્ચર ઘાણ. હીંમત શું.
નવ જાણું હું સાતમાની રીત. હીંમત શું.
યુદ્ધ કરૂં છ કોઠા ખચીત. હીંમત શું.
કોઇ લેનાર સાતમો માથે. હીંમત શું.
આવે લડવા મારી સાથે. હીંમત શું.
હું તો સત્ય કહું આ વાર. હીંમત શું
આપો આગ્ના બાંધુ હથીઆર, હીંમત શું.

( ત્યાર પછી ભીમસેન કહે છે. )

### ગીતી.

સુણ સુત બંધુના, સાતમો કોઠો શીર મારેલહું,
ગદા સર્જીત યુદ્ધે, તૈયાર હું તો તુંજ સાથે થાઉં.

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—સુભદ્રાને મેહેલ.

### પાત્ર—સુભદ્રાને અભેમન્યું.

### ગીતિ.

**સુભદ્રા**—હે પુત્ર મમ પ્યારા, આ કૃત્ય શું આજ આવું કીધું.
કોણે ભમાવ્યો તુજને, ભરી સભામાં બીડું કોણે લીધું.
**અભેમન્યુ**—સુણો જનુની મહારી, કૃતઆજ મેં બુરૂ નથી કીધું
સુજ દાદા જે ધર્મ, તેણે મેં પ્રીત થકી લીધું.

( આવાં અભેમન્યુનાં વચન સાંભળી સુભદ્રા એકદમ.
કચેરીમાં આવે છે. )

### વંદન કરૂં વિશ્વપતી—એ રાગ.

**સુભદ્રા**—સુણો રે સર્વે સભારે જન, ચડાવ્યો કોણે મારો રે તન;
સત્ય કહોને તમે વચન. ચડાવ્યો કોણે મારો રે તન
કુડું રે કાજ કીધુ છે આજ, છોરૂં ચડાવતાં આવી ન લાજ
વ્યાકુળ થાય મારૂ રે મન, સુણોરે સર્વે સભા રે જન.
મમ બાળનો પામોરે કાળ, તેના પીતાજી ગયા પાતાળ;
જાતારે બેઠું મારૂરે ધન, સુણોરે સરવે સભા રે જન.
જેઠજી ધમ પવિત્ર પર્મ ફુટ્યા રે ગયાં મારા રે કર્મ;
બાળી ભોગવશે મારો રે તન, સુણો રે સર્વે સભારે જન.

( આવું સુભદ્રાનું કહેવું સાંભળી ધર્મરાજા સહદેવજીને પુછેછે ને કહેછે. )

ગીતી.

સહદેવ—પ્રીય બંધુ હે મારા, રાય વૈરાટ શેહેર કોઇ જાવે;
કુંવરી ઓતરા તેની, પહોર ચારમાં તેડી, અંહી લાવે.

( રાયકો ઓતરાને તેડવા જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

### સ્થળ વૈરાટ શેહેર.

ઓતરા— રાગ બનજારો.

સાંભળને માતું મારી, આજે સ્વપ્નુ થયું દુખકારી,
જાણે મુજ તણો ભરથાર, ગયા અરણ્ય વન મોઝાર;
સાથે હું ગઇછું નારી. આજે૦ સાંભળ૦
મધ્ય વગડામાં અમે આવ્યા, સાથે કોઇને નથી લાવ્યા;
અમે એકલા નરને નારી. આજે૦ સાંભળ૦
તેમાં નદી આવીછે એક, તેની પાસે ઝાડો અનેક;
બેઠા નૌકા મધે હે માડી. આજે૦ સાંભળ૦
મધ્ય નદીમાં આવ્યા જ્યારે, નૌકું બુડયું છે તેની કીનારે;
તેમાં બુડયા છે મુજ ભરથારી. આજે૦ સાંભળ૦
બુડયા મધ્ય દરીઆ મોજાર, મારા ઉતર્યા સોળે શૃગાર.
હું થઇ રહી દુઃખીઆરી. આજે૦ સાંભળ૦

માતુ— સદર.

સોક છોડી દે પુત્રી મારી, તું ધીરજ રાખ મન સારી,
બેટા ચીંતા કરે છે શાને, આવા ઉચાટ આપછે મને;

માટે સ્વપ્નુ હેને વીસારી. તું૦ સોચ૦
હવે નીરાંત કરી સુઇ જાને, તું નીદ્રાને વશ થાને,
હું તુજને કહુંછું વિચારી. તું૦ સોચ૦
આથી દુ:ખ મુને બહુ થાય, લાય લાગેછે દેહની માંય;
માટે સુઇ રહે પુત્રી મારી. તું૦ સોચ૦

[ સુઇ જાયછે એવામાં ફરીને સ્વપ્નુ આવવાથી જાગી ઉઠે છે. )

ઓતરા— રાગ ભેરવી ચોપાઇ.

કહુછું તુજને માડી આ ઠારરે, સ્વપ્નુ આવ્યું છે બીજીવાર.
તેમાં ઘણો થયો ઉતપાતરે, કહુંછું તુજને હું સાક્ષાત;
જાણું મુજ તણો ભરથારરે, જાએ રણ વીશે આ ઠાર.
મુજને મુકીને ચાલ્યા જાયરે, વાંસે મારી શી ગત થાય.
તેમાં ડુબ્યાછે મુજ ભરથારરે, મારા ઉતર્યા શોળે શણગાર.
મુજને દુ:ખણી કરીને ગયારે, તેતો એકલા રણ વીશે રહ્યા.

માતુ— સદર.

સાંભળને પુત્રી તું આ ઠારરે, શાને ચીંતા કરેછે આ વાર,
થાય દુ:ખ અતી બહુ ભારીરે, માટે ચીંતા હેને વીસારી;
તુજને કહુંછું આ વારરે, સ્વપ્નુ ખોટુ છે નીરધાર.
માટે સુઇ જાને પુત્રી મારીરે, ફીકર છોડીદે મન વીસારી;
કહુંછું તુજને આ વારે. થાયે ચીંતા મુને બહુ ભારે,

(સુઇ જાયછે એટલામાં મધ્યરાતને સમે રત્નો રાયકો ઓતરા કુવરીને તેડવા આવે છે.)

રત્નોરાયકો— લાવણી.

અદબીય મહોબતં તોડી એ રાગ.

હે મમ માતુ (૨) વાત સુણોને મારી,
કહુ તમને હુંતો આ વખત, મન તમે લીયો ઉતારી,

આનંદ સમા મધ્ય (૨) વળી બીડું લીધું છે સાર;
જાયે યુદ્ધે અભિમન્યુ, કહું હું તો આ વાર.
માટે કરો તૈયારી (૨) કહું છું તમોને આવાર;
જાવું ગલ મધ્યની માંહી, નવ લગાડવી કાંઇ વાર.
કાલ જાયે યુદ્ધે, (૨) કહું છું વારંવાર;
માટે કરો તમે તૈયારી, માનોરે મારી આ વાત.
જાવું શાલ મધ્ય (૨) કહું છું તમોને સાક્ષાત.
ઢીલ કરો નહીં તમે જરા, ઓતરા કરો તૈયાર.

**ઓતરા—** **દક્ષિણી રાહની લાવણી.**

શું થશે હવે પ્યારી, માતુ મારીરે.
ફીકર થાય, મન મુઝાય. સ્વામી જાય, યુદ્ધ હાય,
તેડું છે આ વારીરે. શું થશે હવે૦
પ્યારી માતુરે, પતી છે નાનો બાળરે.
તેથી વિચાર, પતીને માત, જવું છે માત માજમ રાત,
સ્વપ્નુ મુને આવ્યુંરે. શું થશે હવે૦

( ત્યારે સુદ્રશના જાગે છે ને ઓતરાની પાસે આવી ધીરજ આપે છે. )

રાગ—વલભ કૃત ઢાળ.

આવ્યું તેડું તે માજમ રાતરે, હવે હું તો શું કરૂં રે;
મારા તનમાં પ્રગટયો તાપ રે, હવે હું તો શું કરૂં રે ટેક.
માજમ રાતનું આણું રે આવ્યું, ઘરે નથી તુજ બાપજી;
અરેરે સ્વપ્નુ તારૂં શુદ્ધ થયુંને, શું કર્યું હશે પાપરે. હવે.
બાળપણમાં પુત્રી તેં મારી, લાડ લડાવ્યાં નહીં અંગજી;
અરર ચીકટ વાટે મુજથી વીખુટી, મુકું હું રાયકાની સંગરે હવે

અરણાવ્યા પછી બેટી હે મારી, ન જોવું સાસુનું સુખરે;
અરેરે અચાનકનું આણું રે આવ્યું ક્યાં જઈને કહું દુખરે. હવે.
ગૌ બ્રાહ્મણને ગાળો શું દીધા, સતીને શું મુક્યું આળજી;
અરેરે અઘોર કર્મ આવું શું કીધું, દૂખી થાય મુજ બાળરે. હવે.
પતી રે તારો ઉમર છોટી યુદ્ધ જાય ઉમંગજી;
ઉભીરે હું તો ભયંકર ભાળુ, ફરકે છે ડાબુ અંગરે. હવે.

( આમ વિલાપ કરતી સુંદરના ઓતરાને રાયકા સાથે મોકલે છે ને અમરકુંપો લેવો ભુલી ગઇ તેથી ઓતરાને રાયકાને જંગલમાંથી પાછો અમરકુંપો લેવા સારૂ મોકલે છે ને પછી ઓતરા વીલાપ કરે છે. )

સ્થળ—જંગલ.

પાત્ર—ઓતરા ને રાયકા.

**ઓતરા—** રાગ—લલીત છંદ.

અરેરે ઇશ્વરા શું હવે કરૂં, વીકટ વનમાં હું ઝુરી મરૂં.
કુંપ અમ્મરનું હું ભુલી ગઇ, તેથી કરી અતી દુખણી થઇ.
મુજ પતી તણો વીગ જો થશે, નીશ્ચે માયરો જીવરે જશે.
કરમ કષ્ટથી કૃત આ થયું, સર્વે સૂખતો મારૂં ગયું.
પતી પવીત્રની પાસ જો જઉં, સૂખ દૂઃખતણી વીનતી કહૂં.
ઘડી ઘડી રહુ જુગ જાયરે, અરેરે ઇશ્વરા હાયહાયરે;
થરરર ચીતમાં થરરર થાયરે, અરેરે ઇશ્વરા થાય સહાયરે.

**રાયકો—** ગીતી.

શ્રવણ કરો મુજ બેની, કુંપ અમરનું લેવા ગયો જ્યારે;
જુવે જનુના તારી, ફુટયું કુંપને ઢળ્યું સહસ્ર ધારે.

## પ્રવેશ ૫ મો.

પાત્ર—અભિમન્યુ ને સુભદ્રા.

અભિમન્યુ યુદ્ધે જાય છે ને સુભદ્રા ના-પાડે છે.

રાગ—ગોપીચંદ લડકા.

**સુભદ્રા**—હે કુંવર મારા આ અશ્વરથ યુદ્ધ નહીં ચલાવશો. ટેક.
**અભિમન્યુ**—હે માત કૃપાળુ ધર્મ આપણા માંહી ન ધંધ મચાવશો
**સુભદ્રા**—છોટી ઉમર છેક તાહરી, મૂખપર છે નહીં કેશ;
કૌરવ તો કપટી ઘણાને તું છે બાળેવેશ. હે કુંવર.
**અભિમન્યુ**—માતુ મારી થા ન દુખીઆરી, સહાય કરશે જુગદીશ
૭ કોઠાનું યુદ્ધ જાણું છું, છેદુ કૌરવ શીશ. હે મા૦
**સુભદ્રા**—પ્યારા મારા યુદ્ધે જા માં, તું છે નાનો બાળ;
કોઠા તણું યુદ્ધ મુશ્કેલ, તુજ તાત ગયા પાતાળ. હે કુંવર૦
**અભિમન્યુ**—બાળપણામાં વીંછુ ડંકજો દીએ અંગ આવાર;
ઝેર છુટે હળાહળ ને, કાય છુટે કંપાય. હે માત૦
**સુભદ્રા**—અભિમન્યુ તું યુદ્ધે જામાં, કહું છું વારમવાર;
બીજી તો ભયંકરજ ભાળુ, દેશે કૌરવ માર. હે કુંવર૦
**અભિમન્યુ**—આપો આજ્ઞા માતુ મારી, તેમાં તે શું કામ;
આમાંથી જો યુદ્ધ છોડુ તો ખોળુ પારથ નામ. હે માત૦
**સુભદ્રા**—તાત તાહરો ગયો પાતાળે, યુદ્ધ તણો તું અજાણ;
ભલે પધારો યુદ્ધ કરવા, કાઢી મારો પ્રાણ. હે કુંવર.
**અભિમન્યુ**—માતુ મારી યુદ્ધે જાવું લડવાની છે હામ;
કાયરનું ત્યાં કશુ નવ ચાલે, સુરવીરનું કામ. હે માત૦
**સુભદ્રા**—કોમળ કાયા કુંવર તારી, કૌરવનો મુશ્કેલ સંગ;
બરછી ફરસી હળમુસળથી, છેદે તારૂં અંગ. હે કુંવર૦

**અભિમન્યુ**—યુદ્ધ કરતાં અવની ગાજે, કોઇ ન ઝીલે તાપ;
આકાશે આથડાવી મારૂં. આપો આજ્ઞા આપ. હે માતુ૦

**સુભદ્રા**—માલમ રાત્રે મુકયો ગયકો, તુજ સાસરામાંય;
આવે ઓતરા સુધી પધારો, લળીલળી લાગુ પાય. હે કુંવર.

**અભિમન્યુ**—ઓતારાઓતારા શું કરે મા ઓતારા ન આવે સંગ.
રણવટ ઘાવ પડે જ્યાં, ત્યાં ઓતરા નાવે અંગ. હે માત

(ત્યારે કુંતાજી આવે છે ને રાખડી કરી અભિમન્યુ
ના ધનુષ્યને બાંધે છે ને અભિમન્યુ યુદ્ધે જાય છે, ને ઓ-
તરાને તેડી રાયકો આવે છે.)

## સ્થળ—ધોરી રસ્તો.

(**રાગ**—જનુની જીવોરે ગોપીચંદની)

**ઓત્રા**—સ્વામી મારાં સુણો વીનતી. યુદ્ધે ન જાઓ આજજી
સુનારે મેડી ને સુના માળીયાં. બગી લાગે ભયંકારજી.
પાછા રે વળોને પતી માહરા—ટેક.

છોટી છે ઉમર રાજન તમ તણી. યુદ્ધે નહીં જાવ નાથજી.
કહ્યું રે કદી માનો નહીં, તો હું આવું સાથજી. પાછારે.

**અભિમન્યુ**—સત્ય વચન તારૂં સુંદરી જાવ આપણે ધામજી;
અડગો રે સંગ્રામે હું વણુ બોળુ પારથ નામજી.
ભાળીરે ભમાની કેણે ભામની.

કૌરવે કોઠા યુદ્ધ આદર્યું, મુજ તાત પાતાળજી;
સૈન્ય સંહારૂં હું તે તણું, ખરો અરજુન બાળજી. ભાળીરે.

**ઓત્રા**—છત્રપતિરે સૈન્ય જીતવા નહીં આપણો ભારજી;
સંગ્રામ જાણો નહીં સોહલો, લાગે બાણનો મારજી પાછારે.
કોમળ કાયારે કંથ આપની, બેદાવ ધનુષ ને તીરજી;
યુદ્ધ જવાને મમતા મુકો, મારી નણુંદના વીરજી પાછારે.

નહી વીલાસ પ્રકાશે પ્યારા. સ્વામી રે મારા.
હું છું રે સ્વામી પ્યારી,
અરપણ કરૂં હું દેહજ મારો. સ્વામી રે મારા.
આપ વીના હું જીવું નહીં પ્યારા,
ખચીત માનજો વચનજ મારા. સ્વામી રે મારા.
સત વચન સ્વામી હું મારા,
મુજ મુકી નવ જાવરે પ્યારા. સ્વામી રે મારા.
માજમ રાતની વીકટ વાટે,
પીયુ હું આવી આપના માટે. સ્વામી રે મારા
વાત તમારાનો મર્મ હું જાણું;
કૌરવ સઘળાનો કાળ હું આણું. સ્વામી રે મારા.

**અભિમન્યુ—** **રાગ—મેવાડો.**

મારી પ્રેમ પ્યારી નારી રે, તું શોચ શું કરે.—ટેક.

હે પ્યારી મારી પ્રેમદા રે, જાવ આપણે ધામ;
કૌરવ તો કપટી ઘણા રે, મારૂં હું તો તમામ રે. તું સોચ૦
તાત મારો પાતાળમાં રે, કરૂં હું સંગ્રામ;
કોઠા તોડું તે તણારે, મારૂં યોધા તમામ રે. તું સોચ૦
યુદ્ધ કરૂં હું એકલો રે, ભુગી ઝીલે ન ભાર;
સોચ મુક તું સુંદરી રે, દુખી થા ન લગારરે. તું સોચ૦
ગટોરગચ્છ બાંધવો રે, આવે મારીરે સાથ;
ભીમ આવે યુદ્ધમાં રે, સહાય કરશે નાથ રે. તું સોચ૦

**ઓતરા—** **ગીતી.**

પ્રિય પિયુ હે મારા, આપ પધારો કદી યુદ્ધ કરવા;
જલ વિના જેમ મચ્છી, શણે દુઃખમાં પડે તેમ મરવા.

## સ્થળ પ્રથમનો કોઠો.

**પાત્ર**—દ્રોણ; અભેમન્યું, ગટોરગચ્છ, ભીમ.

### ગજલ.

**દ્રોણ**—જા કહું છું જા કહું છું તું છે નાનું બાળ,
હત્યા મુને લગાશે જો થાશે તારો કાળ.
છોટી ઉમ્મર તુજ તણી, ને જાણે યુદ્ધ મર્મ,
મારી સામે આવ્યા યુદ્ધે ફુટયાં તારાં કર્મ.
મારૂં કહ્યું માનતો તું જાતે તારે ધામ,
તું છે નાનું છોકરૂં નથીજ તારૂ કામ.

**અભેમન્યુ**— **ક્ષત્રીકલંક.**

તું તો સૂણને ગુરૂ દ્રોણ;તારૂં તો અહીં આવી બન્યું રે.
મને છોકરૂં કેનારો કોણ. તારૂં તો અહીં,
તારા મનની પુરી કરૂં હામ. તારૂં તો અહીં.
તને પળમાં મારૂં હામ તારૂં તો અહીં.
તું વીપ્ર તણો છે તન, તારૂં તો અહીં.
મુને લડતાં ન વધે મન. તારૂં તો અહીં.
કરે તું ધનુષ્ય તૈયાર તીર, તારૂં તો અહીં.
મુને રહેતા નથી હવે ધીર. તારૂં તો અહીં.

## સ્થળ કોઠા બીજો.

**પાત્ર**—કૃપાચાર્ય; અભેમન્યું, ગટોરગચ્છ, ભીમ.

**કૃપાચાર્ય—રાગ**—વંદન કરૂં વિશ્વપતી જયજય પ્રભુ
જય તૂં દેવ—ટેક.

સેન સહુ સાવધ થાવ, યુદ્ધ કરવાને જાય,
આવીઓ આપણો દાવ, સેન સૌ સાવધ થાવ.

ખરો ક્ષત્રી કેરો હું તન, તારો.
કરૂં સૈન સરવ છેદન, તારો.
આવ્યો યુદ્ધ કરવા મારી પાસ. તારો.
સગા સબંધીની છોડજે આશ. તારો.
તુજ ઘર પર ફળે કાળા નાગ, તારો.
મારી ધનુષ્ય કરૂં બે બાગ. તારો.

ગટોરગચ્છ— ગજલ.

કરણુ મરણુ આણું તારૂં જા કહુંછુ તું,
બોલ માં તું આ વખતે સત કહુંછુ હું.
સાગર બેટ કાઢુ તુને, એકલો લઢું;
તું સરીઆ મારે ઘેર ચાકરી કરે.
અશ્વની તો રક્ષા કરે, પેટ તે ભરે;
શીશ ફરસુરામનો હું જાણું તો ખરો.
સૈન સર્વે લાવી અહીં યુદ્ધ આદરો.

## સ્થળ—કોઠો ચોથો પાંચમો.

પાત્ર–અસ્વસ્થામા, અભેમન્યું, બીમ ને ગટોરગચ્છ વિગેરે.

અસ્વસ્થામા— ગીતી.

અભયમાત તુ યુદ્ધે મારી સામો આજ અહીં આવ્યો.
માટે મારૂં તુજને મારી પાસે કદી ન જા ફાવ્યો.

અભેમન્યુ-- ગીતી.

પલક એકમાં મારૂ તારૂં વારૂ યુદ્ધ જોવું કેવું.
પરલોક પોચાડુ, તારૂં કર્યું તારે તો સેહેવું.

(એવા રીતે અસ્વસ્થામા વગેરેને હરાવી અભેમન્યુ પાંચમે કોઠે આવેછે. ત્યાં માહા દારૂણયુદ્ધ કરી સલ રાજાને હરાવે છે.)

### સ્થળ—કોઠો છઠો.

### પાત્ર—દુર્યોધન, ભીમ.

### બેત.

**દુર્યોધન**—લડવા આવ્યો મારી સાથ હથીયાર તું લેજે હાથ,
તરકશીને મારૂ તીર, છુટે અંગે તું રૂધીર.
પુરી કીધી મારી હામ, ઝાલે દહાડે મારૂં ઠામ;
છત્રપતિ કરૂં સહાય, દો કર જોડી લાગજ પાય.
માટે મરતાનો તું બેમ, જાવા ન દઉ કુશળ ક્ષેમ;
યુદ્ધ કરૂ તારી સાથ, ધરા મેરૂ જોડે હાથ.

**ભીમ**— રાગ—(ક્ષત્રી કલંક કેમ લેશેરે.)

તું શુણ દુર્યોધન રાક, દુષ્ટ તારો દાટ વાળુરે;
તારા તાતને કહે લાગે મને પાય. દુષ્ટ તારો૦
છઠે કોઠે આવ્યો મારી પાસ. દુષ્ટ તારો૦
તુ જીવવાની છોડજે આશ. દુષ્ટ તારો૦
મારૂં ગદા ને કરૂં ચકચુર. દુષ્ટ તારો૦
તોડુ હસ્તીનાપુરના દ્વાર. દુષ્ટ તારો૦
તારૂં ઉતારૂં સર્વે માન. દુષ્ટ તારો૦
છેદુ શીષ્યને કરૂ બેભાન. દુષ્ટ તારો૦
તારી નસેનસ તોડુ આ વાર. દુષ્ટ તારો૦
તો જાણુજે વાયુ કુમાર. દુષ્ટ તારો૦
મારૂં ગદાને કાઢુ તારો પ્રાણ. દુષ્ટ તારો૦
સૈન સર્વેનો વાળુ હું ઘાણ. દુષ્ટ તારો૦

[ ભીમ દુષ્ટ દુર્યોધનને હરાવી કૃષ્ણજીના કપટથી હસ્તી બાંધવા જાય છે અને ગટારગચ્છ અભેમન્યુના ગર્વથી પાંચમે કોઠેથી ગયો છે. )

**અભીમન્યુ-૦** **ગીતી.** (ભીમ પ્રત્યે કહેછે)

રંગમાં ભંગ પડશે. હણશે મુને બાળ નાનો જાણી.
માટે મુકી મુજને, આપ પધારો વેલા દયા આણી.

**ભીમ**—દીલગીરી ન દાખે, પ્યારા મારા પુત્ર કહું તુજને,
હસ્તી બાંધી પળમાં, કેહેવું ન પડે કહું પૂત્ર મૂજને.

(ભીમ જાયછે પાછળથી, કૌરવ અભેમન્યુ ઉપર મારવા આવે છે તેથી અભેમન્યુ ગભરાવા લાગ્યો.)

**કોઠો સાતમો રાગ**—પ્રીયા શોક છોડો તમે.

**અભીમન્યુ**—કાકા મારારે તમે કયાં ગયા, મેલી સંકટ માંય,
કૌરવ દળ હવે કોપીયું, કોણ કરશે સહાય— ટેક.
આવું કદી જો હુ જાણું તો, નવ લાવત સાથાં
દગોરે દઇને મુજને, કોણ ગ્રહશે હાથ. કાકા.
સેન સરવે ઘેર્યો મુજને, નવ ચાલે ઉપાય;
આ અવસર આવી ચડયો, પ્રેગટે મુજને લહાય કાકા.
શીર કોઠો લઇ સાતમો, યુધ્ધે આવ્યા ઉમંગ;
મૂજ માતાએ કીધું હતું, નવ કર તુંરે સંગ. કાકા.
રણવટ મેલી એકલો, છોડી ચાલ્યા આવાર,
તાત મારે રે પાતાલમાં, હવે કોનો આધાર. કાકા.
માંત તાતના વીયોગથી, કદી પડશે આ કાય;
હાય હવે હું શું કરું, રઝળ્યો રણમાંય. કાકા.

અભેમન્યુને જેદ્રથે માર્યો, અભેમન્યુનું મૃત્યુ થતા પોતાના રથનું પૈડુ ચાક ચડાવી એકસો અને ચાર ઓદ્ધા મરણ પમાડયા એટલામાં ભીમ આવછે અને અભેમન્યુને મુવેલો જોઇને.

**અરે બાવાજી તું ફરે કેમ ઉદાસ એ રાગ.**

**ભીમ**—અરે જુગદીશ આ કોપ કર્યો. પુત્ર મારાનો પ્રાણ કોણે હર્યો.
અરે બંધુ મુઝો જો આવે આવાર, જવાબ શું આપું દેશે ધીટકાર,
અરે કરી કપટ* કર્યું આ કામ, કદી હાથ આવે તો મારૂં હું ઠામ.
પ્યારા મારા પુત્ર તું ક્યાંરે ગયો, તુજવિના હું તો દુખીયો થયો.

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ—જંગલ.**

કૃષ્ણ અને અરજુન ચાલ્યા આવેછે તેવામાં અરજુનને અપશુકન થવાથી **રાગ—આશાગોડી.**

**અર્જુન**—માનસુકન મને થાય, જાદવપતી માનસુંકન મને થાય.
માનસુકનથી મોરાર મારૂં, મન અતીરે મુંઝાય—ટેક.
ભૂમીરે ભયંકર દેખું હું ભારી, તેથી દુખ મુને થાય. જાદવ.
સાપ મણીધર સુકન ન આપે. રૂદયા ફાટી જાય. જાદવ.
કાગ તેતરને હરણાં ઠેકે, આરે જંગલ માંય. જાદવ.
ડાબું અંગ ફરકેરે મારૂ, કાસા કોસી ધાય. જાદવ.
શીયાળ શબ્દ કલોલ કરેછે, સ્વર ભયંકર થાય. જાદવ.

**ફુગનવા મોરા કરસે સરક ગયોરે એ રાગ.**

**કૃષ્ણ**—હે પાંડુના તન મન ધીર રાખો તમે રે,
શું શુકનથી તમે ડરોરે, ઉચાટ એવા કરો રે;
કેમ ચીંતાતુર થાઓ, હીંમત હારી જાય,
કોણ ભોગવે જા દાવ, આવું સાથ તારીરે. હે પાંડુના.
આ વનસ્પતીની ઝાડીરે, ફરે જનાવર દોડી રે,
તેના શુકને શું થાય, જલદી ઉપાડો પાય,
તું મનમાં ન મુઝાય, થાય સારૂ તારૂ રે. હે પાંડુના.
( અરજુનને હીંમત આપે છે ને ચાલ્યા આવે છે. )

## પ્રવેશ ૭ મો.

પાત્ર—કુંતાજી, દ્રુપતી, સુભદ્રા, વીગેરે વિલાપ કરે છે.

### રાગ મરસીયા.

હાય વોયરે પુત્ર ગયોરે કૈલાસે, પૂત્ર ગયોરે કૈલાસે;
હાય વોયરે—ટેક.

તુજ વિના દીન કેમ જાશે રે. હાય વોય રે.

માતુ તારી રૂદન કરે છે, ચક્ષુ નીર ચોધારા ઝરે છે;
કલપાંત અતીશે કરે છે રે. હાય વોય રે.

પુત્ર માત તાતને તરછોડી, ગયો કુટુંબ કબીલો શું છોડી;
પ્રીત પ્રભુ સાથે તેં તો જોડીરે. હાય વોય રે.

પરણી પગ્દરી રામા ભીચારી, સંસાર સુખથી તજાવી છે નારી;
બાળાવયમાં કીધી દુ:ખીઆરી રે. હાય વોય રે.

પુત્ર કાપેલાં એણે શું પાપો આવ્યો બાળીવસ્થામાં રંડાપો,
કેમ સહન થશે આ સંતાપોરે. હાય વોય રે.

હજુ પારથ પાતાળથી ન આવ્યો, દુષ્ટ વીરીએ વિયોગ પડાવ્યો

કાળ ચકરે સીતમ વરસાવ્યો રે. હાય વોય રે.

મુરછાગત સુભદ્રા પડી છે, ઘ એશુદ્ધ ધરણી ઢળી છે;
પુત્ર પુત્ર જંખતી પડાછે રે, હાય વોય રે.
દૈવ કોપ તેં આવો શું કીધો, પુત્ર બાળાવયમાં તેં ખેંચી લીધોરે
કાર જખમ હૃદયમાં કીધોરે. હાય વોય રે.

**ઓતરા—** **લલિત.**

અરર ઓ પ્રભુ આતે શું કર્યું, નાથ વિના ઝુરીને મરૂં;
સંસાર સરસ આ સુખનો ગયો, લહાવો નાથનો મુજ નરહ્યો,
દુ:ખની વાત આ કોને જઇ કહું, નાથ વિના હવે ક્યાં જઇ રહું;
પૃથ્વી માતને પ્રાર્થના કરૂં, સતી સ્વધર્મથી ના કદી ફરૂં.
(મોરછા ખાય છે તે વખત દાસી આવીને કહે છે.)

દાસી—

**અધબીચ મોહોબત તોડી એ રાહ.**

ઓતરા માતુ વિચારીને તમે સાવધ થાઓ આવાર,
બળવત બાની (૨) તમે હીંમત ધરો આ વાર,
આપ પાલન મમ માત છો, લખ્યું કરમે વિધાતા નાર. ઓ.
કાં આ વિલાપ (૨) લગાડો નહીં આવાર;
હવે શાવધ થાઓ મમ માતુ, સોચ દુર કરો આ ઠાર. ઓ.
ધરી ધૈર્ય મમ (૨) કયમ હારી બેઠા છો હામ.
શુદ્ધ ભક્તિ તમાહરી, પ્રભુ ઉરમાં ધરશે હામ. ઓતરા.
આ અવનીમાં (૨) અમર નથી કોઈ આપ;
તમે રાજપુત્ર થઇને, કયમ કરો પશ્ચાતાપ.

---

(આવી રીતે ઓતરાને શાંત કરી જાય છે ને પાછળથી શ્રી અરજુન આવે છે)

**પાત્ર—અરજુન, કૃષ્ણ વગેરે.**

(અરજુન અભેમન્યુનું મસ્તક જોઇ એકદમ ધરણી પર મુરછાગત થાય છે પછી મુરછા વળે છે ત્યારે અભેમન્યુનું શીશ જાંગ ઉપર મુકી રૂદન કરે છે.)

**હે ચાંપરાજ હે ચાંપરાજ એ રાગ.**

હે પુત્ર મારા (૨) આ કોપ કોણેરે કીધો,
તુજ વીયોગે મુજને મુકી, તો વાસ કૈલાસે કીધો.
મેં જાણ્યું નહીં (૨) આ રણ ભૂમિની માંય;
દગો કરીને મારીયો તે સહન હવે કેમ થાય,
તું લઘુવયમાં (૨) તરછોડીને ચાલ્યો.
નીભાંગી કરી મુજને, તેં સોચ અતીશે આલ્યો.
ક્યાં કહું દુઃખ (૨) મુજને વ્યાપે છે જ્વાળ.

હાય હવે હું શું કરૂં તેં વાસ કીધો ક્યાં બાળ,
તું છોટી ઉમ્મર [ ૨ ] કંચનવરણી છે કાયા;
રાંક તાત આ તાહરો, તેની છોડી તેં માયા.
હે જગપતી [ ૨ ] તે રત્ન રાંકનું લીધું.
અઘટીત કર્મ કર્યું ઘણું, તે ગમ્યું દયાના સીંધું.

**સહદેવ—** રાગ કલ્યાણનો દાદરો.

પ્રીય રે બંધુ પારથ મામ, શોક છોડી ધીરજ તું રાખે. પ્રીય.
દુષ્ટકૌરવે કૃત્ય આ કીધું બાળે વેશે બાળને સંહાર્યોરે. પ્રીય.
વિલાપ છોડી યુદ્ધ આરંભો, બંધુ મારા હીંમત શું હારોરે પ્રીય.
નીધીએ રાંડે વીયોગ પડાવ્યો, તન અભેમન્યુ તણો રે. પ્રીય.
હે બાળાવળી બંધુ હમારા, નહી રૂવો આપ ચોધારારે, પ્રીય.

અર્જુન રૂદન બંધ કરે છે.

**અર્જુન—** રાગ–ધનાશ્રી.

સત કહું આ વાર, પ્રીય બંધુ સત કહું આવાર. ટેક.
કુંવર મારાનો કાળ રે કીધો, તેનો કરૂં સંહાર પ્રીય.
રવી રે આસ્તે કદી જો ન મારૂં, ભસ્મ કરૂં સંસાર. પ્રીય.
પ્રણામ છેલી વારના મારા કષ્ટ કરોરે તૈયાર. પ્રીય.

( અર્જુનને જયદ્રથને મારવા સારૂ યુદ્ધ તૈયાર કર્યું પણ દુર્યોધને જયદ્રથને સંતાડયો છે ને દીવસ ઘડી ચાર રહ્યો છે એવામાં શ્રીકૃષ્ણજી સુદર્શન ચક્ર સુર્ય આડું ધરી ઉભા છે પછી અર્જુન દીવસ અસ્ત થવાથી કાષ્ટની ઝુપ ખડકી બળી મરવા જાયછે ત્યાં કૌરવ સર્વે જોવા સારૂ આવે છે ને સાથે જયદ્રથ પણ આવ્યો છે તેવામાં કૃષ્ણજીએ સુદર્શન ચક્ર ખેંચી લીધું ને અરજુને જયદ્રથને માર્યો ને સૈન્ય સરવેનો નીકંદન કર્યો હવે દુર્યોધન એકલો રહ્યો તે ભીમના ભયથી પાણીમાં પેસેછે. )

ભીમ— રાગ—કહો તો રાજા સાથે હું આવું.

દુષ્ટ રે તારો દાટ હું વાળુ,
તારા ગામની ગાદી સંભાળું. દુષ્ટ.

કુળ તારાનો નાશ કરાવી,
પેઠા પાણીમાં સૈન્ય મરાવી. દુષ્ટ.

તાત મીથ્યાતી અંધ છે તારો,
તેને કરૂં હું દાસજ મારો. દુષ્ટ.

રાંડ તારીને ચક્કી પીસાવું,
માત તારીને નીર ભરાવું. દુષ્ટ.

( આવાં ભીમનાં વચન સુણીને દુર્યોધન બાર નીકળે છે ને ભીમ દુર્યોધનને મારે છે ને હસ્તીનાપુરની ગાદી ઉપર પાંડવ રાજ કરે છે. )

કલ્યાણ.

અહો વડીલ બંધુઓ સુણજો તમો,
પ્રણામ પ્રણામ પ્રણામ કરી વિનવું અમો.

ચકાયુગઢ નાટક રચીઊં ધરી મન હુલાશ,
પરમેશ્વરની કૃપાવડેથી પુરી થઇ મુજ આશ. અહો.

વર્ણન ચક્રાવાનું કરીયું ગામનમાં આ વાર,
વાંચી ઉત્તેજન આપો ને માનું હું આભાર. અહો.

પીંગળ હું જાણું નહીં માટે નવ કહાવું કવીજ,
મતી અલ્પબુદ્ધિથી રચીઊ હર્ષ ધરી મન. અહો.

ભુલ ચુક માફી કરશો નવ દેશો મુને દોષ,
સુધારીને વાંચી લેશો કરી મન સંતોષ. અહો.

મટે મીત્રો મારા કહું છું મીથ્યાથી ફસાય,
ભગવાન કહે ધર્મ થકી તો ભવસાગર તરાય. અહો.

સમાપ્ત.

# ખાસ વ્યાપારીઓને સુચના.

દર એક. ચોપડીઓ વેચનારે પ્રથમ અમારે ત્યાંથી વ્યાપારીઓના ભાવનું લીસ્ટ મંગાવી લેવું કારણ કે પ્રથમ કરતાં હાલમાં અમોએ વેપારીઓના ભાવ બહુજ ઘટાડી નાખ્યા છે. તે એક વખત મંગાવી ખાત્રી કરી જોવી.

## યોગચિંતામણી.

આ એક વૈદકનું ઘણુંજ ઉપયોગી પુસ્તકનુ ભાષાંતર છે. એમા સર્વ જાતના રસાયનાદિનું મારણ અને ઉપયોગ કરવાના બતાવ્યા છે એટલુંજ નહિ પણ માંહેની દવાઓ સર્વ ઉત્તમ છે એમ કહેવાને કાંઇ હરકત નથી. આનું શ્લોક સાથે ભાષાંતર થોડા વખતમાં અમારી તરફથી બહાર પડશે એની કીંમત રૂ. ૧॥ દોઢ છે;

## આયુર્વેદ સુધાકર.

આ પુસ્તકમાં રસાયણ (સપ્તધાતુ) મારવાની વીધી વનસ્પતિથી અનુભવ સિદ્ધ કરેલી છે. તે સીવાય રસાયણ (ભસ્મ) ની પરીક્ષા અને પ્રતેક રોગ ઉપર લેવાનું અનુપાન વિગેરેની સમજ બહુ વિસ્તારથી છે શિવાય પંચકર્મની શુદ્ધી (પરસેવો કાહાડવો સ્નેહપાન રેચ, વમન, બંસ્તી) ઉપધાતુ મારવાની ક્રીયા તે ખાવાના અનુપાન વિશ શોધવાની વિધી ખાવાના અનુમાન ઉપવીશ ખાવાની વિધી અને સંપૂર્ણ નેત્ર રોગ ઉપરની ક્રીયા વિગેરે વીષયોથી ભરપૂર છે. કીંમત બહુજ થોડી રૂ ૧–૦–૦. પેસ્ટેજ, બે આના.

બુકશેલર.

**માહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**પુસ્તકો વેચનાર અને પ્રસિદ્ધ કરનાર**

**ઝવેરીવાડે અમદાવાદ.**